

શ્રી રણછોડજી સત્ય છે.

ભક્તરાજ સાંકળચંદ અંબારામ રચીત.

# મીરાં-મોહન

આખ્યાન ખેલના ગાયનો.

મોટી હમામની મંડળી માટે સુધારો વધારો કરનાર

પટેલ રામચંદ્ર ડાહ્યાભાઈ

કાષ્ટ પુતળી-લક્ષ્મીનારાયણના કર્ત્તા પ્રેહ્લાદ ભક્ત

ના સુધારક.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ભરતદાસજી બદરીદાસજી મહારાજ.

આવૃત્તી બીજી     પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૯.     સને ૧૯૨૩.

કીંમત ૦-૩-૦.

---

હિંદુ સીવાય બીજા કોઇને દાખલ કરવામાં આવશે નહીં.

# મીરાં—મોહન મેલનાં પાત્રોની સમજ.



**ધર્મ**—આત્માનું કલ્યાણ કરનાર પરમાત્માની વીભુતી.
**નારદ**—શ્રીકૃષ્ણના મહાન ભક્ત અગર તેમનું મન.
**ગીરધરલાલ**—ગીરીને ધરનાર શ્રીકૃષ્ણ.
**જેમલ રાઠોડ**—મેડતાનો રાજા.
**ભુપસીંહ**—કુંભા રાણાનો ભાયાત અગર ખુશામતીઓ સલ
**કુંભારાણા**—ચીતોડનો રાજા.
**પુણા જોશી**—મેડતાના રાજા જેમલનો ગોર.
**ગુણીજન**—બારોટ.
**બુધ્ધીમંદ**—જેમલ રાઠોડનો પ્રધાન.
**સુરસીંહ**—કુંભારાણાનો પ્રધાન.
**ધરમદાસ**—જાત્રાળુ બ્રાહ્મણ.
**સુરદાસ**—મેડતાનો બ્રાહ્મણ સફેદ ઠગ. રાણાની કુળદેવી
**ઝવેરશા**—હીરામાણેકના વહેપારી ચીતોડના નગરશેઠ.
**મહમદશાહ**—દીલ્લીનો બાદશાહ.
**નુસરૂલ્લાખાન**—મહમદશાહનો ગવૈયો.
બાદ સાધુઓ સેનાપતી દરબારીઓ કેપ્ટન સીપાઇ વીગેરે.

## સ્ત્રી પાત્રો.

**મીરાંબાઈ**—જેમલ રાઠોડની કુંવરી. કુંભારાણાની સ્ત્રી.
**નીર્મળા**—જેમલની રાણી મીરાંની મા.
**વનલીલા**—મીરાંબાઇની સખી.
**ઊદાબાઈ**—કુંભારાણાની બેન.
**દેવગીરી**—કુંભારણાની મા.
બાદ સાધુઓ દાસીઓ વીગેરે વીગેરે.

# વિજ્ઞાપ્તિ.

પુજ્ય મહાશયો,

આપ સમક્ષ હું નીચેના બે બોલ મ્હારી અલ્પ મતિ અનુસાર કહેવા માગું છું તો ભુલચુક ક્ષમા કરશો.

મોટી હમામની પોળના રણછોડજીમાં દરસાલ ધુળેટી તેમજ ફાગણ વદ ૨ ના માંગલીક પ્રસંગે આજથી છત્રીસ વર્ષ પુર્વેથી મોટી હમામની રણછોડજીની મંડળી પવીત્ર ભકતોના ચરિત્રો જન-સમાજ આગળ ભજવે છે.

આ ખેલ ભજવવાનું કારણ ધુળેટી જેવા પવિત્ર દીવસોએ જીલ્લાના અજ્ઞાન માણસો તોફાન કરી આપણા હિંદુ ધર્મના ચાલતા આવેલા પવિત્ર ધારાઓને કલંકિત ના કરે અને એવો પવિત્ર તહેવાર પરમાત્મા અગર તેમના લાડીલા ભક્તના ગુણગાન સાંભળવામાં ગાળે અને ગમ્મત સાથે જ્ઞાન પ્રાપ્ત કરી સમયવ્યતીત કરે એટલુંજ છે.

અત્રે જે કાંઈ ચાર્જ કે ફી લેવામાં આવે છે તેમાંથી મંડળીને થએલો પરચુરણ ખર્ચ બાદ કરતાં બધું સારા માર્ગે વાપરવામાં આવે છે.

આ ખેલની વસ્તુ ભકતરાજ સાંકળચંદ અંબારામે રચેલી અને ઘણા ભાવિક જનોના આગ્રહથી તેમજ તેમની આજ્ઞાથી ચાલુ જમાના અનુસાર પ્રેક્ષકોને બોધરૂપ થઇ પડે એવા રૂપમાં ગોઠવી છે તો પ્રેક્ષકો કદર કરી મંડળીને આભારી કરશે એવી હું આશા રાખું છું.

લી૦ મોટી હમામની મંડળી તરફથી
દાસાનુંદાસ
**રામચંદ્ર ડાહ્યાભાઇ.**

# શ્રી મીરાં–મોહન ખેલનો ટુંક સાર.

મંગળાચરણ.

**પ્રવેશ ૧ લો**—સ્થળ જંગલનો રસ્તો– કળીના ત્રાસથી દુઃખી થતા ધર્મનો અફસોસ, નારદનું આવવું. ધર્મને ધીરજ, જયમલ્લની પુત્રી મીરાં કૃષ્ણની મહાનભક્ત થશે, એવું જણાવી નારદે દીધેલો દીલાસો બાદ ધર્મ તથા નારદનું જવું અને મેડતાના સફેદ ઠગ સુરદાસનું આવવું, માલદાર શિકારની શોધ બાદ જાત્રાએ નીકળેલા ધરમદાસનું આવવું ને સુરદાસની ફરેબ જાળમાં ધરમદાસનું સપડાવવું, માંહેમાંહે ઝગડો, કેપ્ટનનું આવવું અને બન્નેને પકડી લઈ જવા.

**પ્રવેશ ૨ જો**.—સ્થળ–રાજા જયમલનું વિચારભુવન, જયમલ તથા તેની સ્ત્રી નીરમળાની મીરાંના લગ્ન સબંધી મસલત. જયમલે પુર્ણાજોશીને બોલાવી મીરાંની જન્મોત્રીથી વાકેફ થવું, બાદ બે કેદી સાથે કેપ્ટનનું આવવું, જયમલે તેઓને કાચી જેલમાં રાખવા કેપ્ટનને આપેલો હુકમ, કેપ્ટનનું કેદીઓ સાથે જવું. બારોટનું આવવું અને કુંભારાણાને નવી પટરાણી કરવા વિચાર છે એમ દર્શાવવું, કુંભારાણા સાથે મીરાંના લગ્ન નક્કી કરવા જયમલે જોશી તથા બારોટને મોકલવા.

**પ્રવેશ ૩ જો**—કાચી જેલ, પકડાએલા કેદી ધરમદાસ તથા સુરદાસ, ધરમદાસનો અફસોસ, સુરદાસનું ઊંધમાં લવવું, ચાલાક સીપાઇ જમાલખાંનું જાણી જવું, બાદ કેપ્ટને આવી બંન્ને કેદીને કચેરીમાં લઇ જવા.

**પ્રવેશ ૪ થો**.—સ્થળ. બગીચો– ગૌપુજન સારૂં આવેલી મીરાં

તથા સાહેલીઓ બાદ શિકારેથી વિખુટા પડેલા કુંભારાણાના સલાહકાર ભુપસીંહનું આવવું અને મીરાંને જોતાં મોહીત થઇ ચાલ્યા જવું બાદ યોવન ડાળે હીંચકા ખાતી મીરાં તથા સાહેલીઓનો સંવાદ.

**પ્રવેશ ૫ મો.**—સ્થળ. જંગલનો રસ્તો– ભુપસીંહની મીરાં ઉપર મોહાન્ધતા બાદ મેડતાથી મીરાંના લગ્ન નક્કી કરવા નીકળેલા જોશીને આવતો જોઇ ભુપસીંહનું સંતાવું, જોશીનું બેસવું, પાછળથી બારોટનું આવવું, રાજ્યમાંથી મળેલો તાજો માલ બારોટને ભોળવી જોશીનો ખાઇ જવા વિચાર, બારોટનું ચેતી જવું, જેવી દાનત તેવી બરકતનું બહારોટે જોશીને કરાવેલું સંપુર્ણ ભાન, બાદ કુંભારાણા સાથે કેવી રીતે મીરાંના લગ્ન નક્કી કરવાં તે વીશે મસલત બારોટ તથા જોશીનુ જવું અને ભુપસીંહના હવાઇ તરંગ.

**પ્રવેશ ૬ ઠ્ઠો**.—સ્થળ. જયમલની કચેરી– ધરમદાસ સુરદાસનો ન્યાય, પ્રધાન બુદ્ધિમંદે ચુકવતાં સુરદાસને નીરદોષ ગણી. ધરમદાસને કેદનું કરેલું ફરમાન, કોર્ટને કરેલો ક્રાસ. રાજા જયમલે કરેલી ઊલટ તપાસ સાથે સુરદાસને થએલી સજા અને નીર્દોષ ધર્મદાસનો બચાવ. ધરમદાસે બતાવેલી સુરદાસ પર દયા, જયમલે ધર્મદાસને આપેલો ધન્યવાદ અને પ્રધાન બુદ્ધીમંદને દીધેલો ઠપકો.

**પ્રવેશ ૭ મો.**—સ્થળ, રસ્તો– ધર્મદાસની દયાથી છુટેલા લુચ્ચા સુરદાસનું ચીતોડ આવવું, રાણાજીની કુળદેવીની પુજા સારૂં પુજારીની શોધ કરતાં ભુપસીંહનું આવવું, સુરદાસનુ ભુપસીંહને મલવું, સુરદાસે પુજારી તરીકે રહેવાની બતાવેલી ઊમેદવારી, ભુપસીંહે સુરદાસને કુળદેવીના મંદીરે મોકલવો, સુરદાસનું ખુશી થતાં જવુ. બાદ કુંભારાણાનું આવવું, ભુપસીંહે મીરાં સબંધી રાણાને લગાડેલી મોહીની બાદ બારોટ તથા પાછળથી જોશીનું આવવું

રાણાજીએ કબુલ કરેલાં મીરાંથી લગ્ન અને ખાંડા સાથે પરણાવી મીરાંને ચીતોડ લાવવા જોશી સાથે માણસો મોકલવા ભુપસીંહને કરેલો હુકમ.

**પ્રવેશ ૮ મો.**—સ્થળ. મીરાંનુ શયન ગૃહ–સ્વપ્નામાં ગીરધરલાલ સાથે પરણેલી મીરાં, મીરાંનું જાગવું ઘેલી મીરાંના ઉદગાર, સખીઓનું આવવું મીરાં તથા સખીયોનો હાસ્યવીનોદ બાદ નીરમળાનું આવવું અને કુંભરાણા સાથેના લગ્નની વાત મીરાંને જાહેર કરવી. મીરાંએ સ્વપ્નમાં ગીરધરલાલ સાથે પરણ્યાનું જણાવવું નીરમળાએ સમજાવેલી મીરાં. જયમલનું જોશી સાથે આવવું અને મીરાંને ખાંડા સાથે પરણાવવી. બાદ મીરાંએ ચીતોડ જતાં પહેલાં ગીરધરલાલની મુર્તીની જયમલ પાસે કરેલી માગણી જયમલે તે આપી મીરાંનું મનાવેલું મન. બાદ પ્રેમાળ માતાને મીરાં વીયોગે થતો શોક.

**પ્રવેશ ૯ મો.**—સ્થળ. ચીતોડની બાગોળે દુર્ગાદેવીનું મંદીર–મીરાંના આવવાની રાહ જોતાં કુંભારાણાની મા દેવગીરી તથા બેન ઉદાબાઇ બાદ જોશી સાથે મીરાંનું આવવું રાજ માતાએ મીરાંને કુળદેવીને પગે લાગવા કહેવું મીરાંએ ગીરધરલાલ સિવાય બીજાને પગે લાગવાની પાડેલી ના. રાજમાતાનું ક્રોધે ભરાવું કુંભારાણાનું ભુપસીંહ સાથે આવવું માતાના અપમાનથી કુંભારાણાને ચડેલા ક્રોધના બલીદાન થતી મીરાંનો ભુપસીંહએ કરેલો બચાવ.



# અંક બીજો.

**પ્રવેશ ૧ લો.**—સ્થળ રસ્તો. રાજમાતાના અપમાનથી ચીડાએલી રાણાની બેન- ઊદાબાઈનું આવવું પાછળથી ભુપસીંહનું આવવું ભુપસીંહએ મીરાં ઊપર ઊદાબાઇને ઉશ્કેરી કુંભારાણા તથા મીરાં વચ્ચે સળગાવવા ધારેલા ઝગડાની શરૂઆત ઊદાબાઇનું જવું ભુપસીંહનું મલકાવું.

**પ્રવેશ ૨ જો.**—સ્થળ. કુંભારાણાનો રંગમહેલ- હાથમાં વીણા લઇ ગીરધરલાલના ધ્યાનમાં મસ્તાન બનેલી મીરાં કુંભાનું આવવુ. કુંભાએ મીરાંપાસે કરેલી સંસાર સુખની માગણી. મીરાંનો દ્રઢવૈરાગ્ય બાદ ઉદાબાઇનું આવવું અને રાણાને ચડાવી મીરાંને ભુતીઆ મહેલમાં રાખવા સુરસીહને અપાવેલો હુકમ-

**પ્રવેશ ૩ જો**—સ્થળ રસ્તો. ભુતીઆ મહેલ તરફ સુરસિંહ સાથે જતી મીરાં. બાદપોતાના શણગારો ઊપર વૈરાગ્ય આવતાં તેને ઊતારી સુરસીંહને રાણા પાસે આપવા મોકલવો મીરાં તથા તેની સખીનું જવું ભુપસીંહનું આવવું અને રાણાથી જુદી થએલી મીરાંને મલવાના હવાઇ વિચાર

**પ્રવેશ ૪ થો.**—સ્થળ ભુતીઓ મહેલ.–મીરાંની સખી વનલીલાને લાગતો પ્રેતનો ભય મીરાંએ કરેલુ આશ્વાસન બાદ વનલીલાનું ઠાકોર પુજન અર્થે પુષ્પ લેવા જવું ભુપસીંહનું આવવું ભુપસીંહની મીરાંપર મોહાન્ધતા મીરાંનો ઉપદેશ ભુપસીંહનો બળાત્કાર સાધુ વેષે શ્રીકૃષ્ણે આવી મીરાંનો કરેલો બચાવ–ભુપસીંહનો ભય - ટેબલો–

**પ્રવેશ ૫ મો**—સ્થળ, રસ્તો. ખીજવાએલા ભુપસીંહની મીરાંનો નાશ કરવાની યુક્તી, રાણાનું આવવુ, મીરાં વીષે આડું

અવળું સમજાવી રાણાને ઉશ્કેરવો, રાણાએ વિષનો પ્યાલો મીરાં તરફ મોકલવો બાદ પાછળથી વાદીને.બોલાવી નાગ લઇ કંડીઆમાં મુકાવી ભુપસીંહના વફાદાર નોકર સાથે મીરાં પાસે મોકલવા રાણા તથા ભુપસીંહનું જવું.

**પ્રવેશ ૬ ઠો.**—ભુતીઓ મહેલ. મીરાં તથા તેની સખી વનલીલાનો સંવાદ રાણાએ મોકલેલા વિષના પ્યાલાને લઈ સીપાઇનું આવવું અને મીરાંને આપવો બાદ સીપાઇનું જવું પાછળથી ભુપસીંહના નોકરનું કંડીઓ લઈ આવવું અને રાણાજીએ ઠાકોર સારૂં હાર મોકલ્યા છે એમ મીરાંને જણાવવું, નોકરનું જવું, મીરાંએ ગીરધરલાલનું સ્મરણ કરી વીષનો પ્યાલો પીવા જવું, ગીરધરલાલનું પ્રગટ થવું, વિષને બદલે અમૃત, મીરાંના ગીરધરલાલ સાથે પ્રેમ સંવાદ પ્રભુની કૃપાથી નાગને બદલે પુષ્પના હાર.

**પ્રવેશ ૭ મો.**—સ્થળ રસ્તો. રાણાની કુળદેવીના પુજારી સુરદાસની મીરાંપર મોહાન્ધતા ને દુષ્ટ હેતું પાર પાડવા યુક્તી, બાદ નગરશેઠના લાડકવાયા દીકરા મલુકાનું આવવું સુરદાસનું સંતાવું. મલુકાએ કરેલો પોતાના નામમાં સુધારો નગરશેઠ ઝવેરશાનું આવવું, જુના જમાનાના બુઢ્ઢાનો ચાલુ જમાનાના સુધારાથી ઝગડો બાદ મીરાંને ત્યાં બાધા મુકવા જવું છે એમ મલુકાને સમજાવવું, મલુકાએ મીષ્ટાનની કરેલી ઝવેરશા પાસે માગણી બંન્નેનું જવું, સુરદાસે મીરાંથી મોજ મારવા સ્વાંગ બદલી પોતાનું ફેરવેલું નામ સુરદાસનું જવું, ભુપસીંહ તથા રાણાનું આવવું, ભુપસીંહ તથા ભુપસીંહના નોકર મારફત મીરાંના નાશની ખબર મલતાં રાણાનું હર્ષ પામવું, સુરસીંહનું આવવું, મીરાંબાઇને ત્યાં જમાત હોવાથી

દર્શનાર્થે આવવાનું આમંત્રણ, કુંભાનું ચીડાઇ જઇ મીરાં વીષે સુરસીંહને પુછેલો ખુલાસો, સુરસીંહએ આપેલો યોગ્ય જવાબ, ભુપસીંહના ચડાવ્યાથી સુરસીંહ કેદ, એને બે માસ જેલમાં રીબાવી વધસ્થાન પર સુરસીંહને પુરો કરવા રાણાનો હુકમ.

**પ્રવેશ ૮ મો.**—સ્થળભુતીનો મહેલ, મીરાંનું ગીરધરલાલના ધ્યાનમાં મસગુલ થવું ત્યાં મલુકાની બાધા મુકવા ઝવેરશા તથા મલુકાનું આવવું, ઝવેરશાએ મીરાંને કરેલી એકહજાર મહોર ભેટ, મીરાંએ પોતાની સખીને સાધુની જમાત બોલાવવા મોકલવી બાદ વેષધારી સુરદાસનુ આવવું, સુરદાસે કરેલી મીરાંના શરીરની માંગણી, મીરાંએ તેને બેસવા કરેલું ફરમાન બાદ ગવૈયાનુસરૂલ્લાખાનનું આવવું અને ભજન સાંભળવા બતાવેલી ઇચ્છા, મીરાંએ ગીરધરલાલ સાથેનું ભજન ગાઇ નુસરૂલ્લાખાનના મનનું કરેલું સમાધાન બાદ જમાતનું આવવું, મીરાંએ જમાત વચ્ચે સુરદાસની માગણીનો કરવા ધારેલો સ્વીકાર, જમાતે ચીડાઇ સુરદાસને મારેલો માર દુષ્ટ કામની થએલી સુરદાસને સજા.—**ટેબલો.........**



૧૦૩૫૩



# અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો.**—દીલ્લીના બાદશાહ મહંમદની કચેરી. નુસરૂલ્લા ખાનનું આવવું, મીરાંની તારીફ, બાદશાહની મીરાંને જોવા થએલી મરજી, બાદશાહે તથા નુસરૂલ્લાખાનનું ચીતોડ જવા નીકળવું, સેનાપતીને લશ્કર સાથે પાછળ આવવા હુકમ.

**પ્રવેશ ૨ જો.**—રસ્તો બાદશાહ તથા ઉસ્તાદની મસલત, બાદશાહ તથા ઉસ્તાદે ધારેલો ફકીરનો વેષ.

**પ્રવેશ ૩ જો.**—ભુતીઓ મહેલ–ગીરધરલાલના પ્રેમમાં ઘેલી બનેલી જોઈ બાદશાહએ દીધેલો મીરાંને ધન્યવાદ બાદ મીરાં પાસે જઈ પુછેલો પ્રશ્ન, મીરાંએ આપેલો યોગ્ય જવાબ બાદશાહનું મીરાંના પગમાં પડવું, મીરાંએ બાદશાહને ઓળખવા બાદશાહની તાજુબી સાથે ભેટ કરેલો બાદશાહએ મીરાંને હાર, ભુપસીંહનું આવવું અને મીરાં ગીરધરલાલના ધ્યાનમાં મશગુલ બનતાં ઠાકોરની મુર્તી ઉપરથી હાર લઈ ભુપસીંહનું રાણા પાસે જવું.

બાદ ગીરધરલાલનું પ્રગટ થવું મીરાં તથા ગીરધરલાલનો પરસ્પર હાસ્ય વીનોદ, બાજી રમતાં ગીરધરલાલની હાર ભુપસીંહના ભંભેર્યાથી કુંભાનું આવવું, ગીરધરલાલનું અદ્રશ્ય થવું મીરાંનાં ગીરધરલાલ પ્રત્યે કાલાંવાલાં કુંભાનો મીરાં પર ક્રોધ, મીરાંને મારવા ઉગામેલું ખંજર, એકની ચાર થએલી મીરાં રાણાને થએલો ભ્રમ - ટેબલો - - -

પ્રવેશ ૪ થો.—રસ્તો–મીરાં માટે આડું અવળું સમજાવી બાદશાહને યોગ્ય બદલો દેવા ઉસ્કેરતો રાણાને ભુપસીંહ, બાદ રાણાએ લશ્કર તૈયાર કરવા ભુપસીંહને આપેલો હુકમ.

પ્રવેશ ૫ મો.—જીવી ગોસાઈનો આશ્રમ–મીરાંનું આવવું,

ગોસાંઇજીએ સ્ત્રીનું મુખ ન જોવા આડો પડદો નંખાવવો મીરાંના પ્રશ્ન, ગોસાઇજીનું બંધાવું, પડદો દુર કરી મીરાંને ગોસાઇજીએ આપેલો ધન્યવાદ, મીરાં તથા ગોસાઇજીનું જવું, બાદશાહ તથા ઉસ્તાદનું આવવું, પાછળથી લશ્કર સાથે રાણાનું આવવું બાદશાહ તથા રાણાની ઝપાઝપી રાણાની હારવાની અણી ઉપર મીરાંનું આવવું, બાદશાહે હથીયાર છોડી દઇ મીરાંના પગમાં પડવું કુંભાનું આશ્ચર્ય. - ટેબલો. - - -

પ્રવેશ ૬ ઠ્ઠો.—મીરાં ઉપર ચીડાએલા રાણાનું આવવું બાદ ભુપસીંહને આવતો જોઇ સંતાવું, ભુપસીંહના બધા પ્રપંચ બહાર ખાલી જતાં રાણાનું કાસળ કહાડવા રચેલો મનોતરંગ, રાણાનું સર્વ વાતથી વાકેફ થવું, રાણાએ કરેલું ભુપસીંહનું ખુન. મીરાં માટે રાણાને પાછળથી થતો પશ્ચાતાપ, વધસ્થાન પરથી સુરસીંહને બોલાવી માગેલી રાણાએ માફી બાદ સુરસીંહને મીરાંને દ્વારકાંથી તેડી લાવવા આપેલો હુકમ.

પ્રવેશ ૭ મો.—જંગલ રસ્તો–દ્વારકા જતી મીરાં તથા તેની સખી લુટારાઓએ ફસાવેલી મીરાં સુરસીંહ તથા તેના માણસોએ આવી કરેલો બચાવ.

પ્રવેશ ૮ મો.— દ્વારકાં શ્રી કૃષ્ણનું મંદીર–મીરાં પાસે ચીતોડ આવવા સુરસીંહે કરેલાં કાલાંવાલાં મીરાંએ કૃષ્ણની આજ્ઞા માગવી, મોહને પોતાના રૂપમાં સમાવેલી મીરાં

**સમાપ્ત.**

સુત્રધાર—　　　　**ગાયન ૧ લું.**

ગીરજાનંદરે (૨) ગણુપત ગુણીયલ દેવા,　　　　ટેક.
ગુણુના સ્વામીને પાયે લાગું,
ગુણુગાવાને. આજ્ઞા માગું, ( તો ) બુધ્ધી છે મંદરે　ગણુ.
પ્રથમ સમરૂ સરસ્વતી માતા,
વસો જીભ્યાએ કાવ્ય રચાતાં ( દયો ) વાંણી પ્રચંડરે, ગણુ.
બાળક જાણી આપો વાંણી.
પુર વીશે જેમ દોડે પાંણી ( તો ) વરસે આનંદરે,　ગણુ.

**ગાયન ૨ જું.**

પાત્રો—ગોપી જન વલ્લભ વાહાલારે, પાયે લાગુ લળી લળી.
જશ ગાઉં નંદનલાલારે,　　　　પાયે લાગુ.
દેવકીનંદન કંસ નીકંદન, વાસુદેવ મોરારી.
અહલ્યા તારી ગુણુકા ઉદ્ધારી, કુબ્જા રૂપ સુધારી
ભરી સભામાં પટકુળ પુર્યા, પુઠે રહી વનમાળીરે પાયે લાગુ.
મેવાડમાં મીરાંબાઇ નારી, કુભાંની પટરાણી.
રૂપે રૂડી ગુણે પુરી, જાઉં નામ ઉપર બલીહારી.
રાજ ગણ્યું જેને રાખ બરાબર, સંસારને ધીક્કારીરે પાયે લાગુ.
મીરાંબાઇના ગુણુલા ગાવા, ઇચ્છા થઇ હમારી.
બાળક બુદ્ધિના પહોચે પણુ આસા એક તમારી
પળની પલકમાં જો ચાહો તો, ભવસાગર દયો તારીરે. પાયે લાગુ.

નારદ—　　　　**ગાયન ૩ જું**

કુંજના વીહારી પ્રભુજી ગોપીના ગીરધારી મધુરી...
પ્યારી છબી ગીરધારી.........
પવનમાં પણુ તું ભુમી ઊપર તું રહ્યો આકાશે ફાલી

મેઘ થઇ વરસાવે ધારા, અકળ ગતી તું ન્યારી ... મધુરી.
વૃક્ષે બીજ તું બીમાં વૃક્ષ તું, તું વીણ કો નહી ખાલી
ભક્તી વશ ટેકી ત્રીકમ તું, નીરખું નયણે નીહાળી... મધુરી.

## ગાયન ૪ થું.

**પુર્ણા જોશી**—વાંચી કહુ રે જન્મોત્રીના લેખ અહીં,
બડભાગી મીરાંબાઇ (૨) દીસે સહી—વાંચી
એતો કુળ તારશે તમારાં, દુનીયામાં નામ કાઢશે સારાં
થસે દાનેશ્વરી રે, (૨) દાન દેનારાં—વાંચી
એતો લક્ષ્મી તણો અવતાર છે, રૂપ ગુણ તણો ભંડાર છે.
એનો મહીમા (૨) અપરંમપાર છે—વાંચી,
એતો નંદ કુંવરથી સ્નેહ કરશે તન મન ધનથી નટવર વરશે
દેખી દુરિજનીયાં (૨) દાઝે બળશે—વાંચી
સાચે સાચી વાત કહી તમને, લખ્યા લેખ ટળે નહીં દેવ જમને
રખે દોશ દેખી (૨) દમતા હમને—વાંચી

## ગાયન ૫ મું.

ધર્મદાસ—
આ વાતો કોને કહીએરે, હવે કયાં આગળ જઇ રહીએરે,
સામળીયા સાથી
છો બુડતાના બેલીરે, હવે કેમ મુકો છો ઠેલીરે, સામ.
મેં દયા મનમાં લાવીરે, પેલો અંધ જશે શું ફાવીરે; સામ.
ધર્મ ને ધાડ આવીરે, તે તારા મનમાં ભાવીરે, સામ.
હવે જે ગમે તે કરજો રે, આ દુઃખડાં મારા હરજોરે; સામ.

## ગાયન ૬ ઠું.

**સાહેલીઓ-મીરાં**
સાહેલી સૌ સાથ મલી ધરી હર્ષે ઉમંગે વધાવો
ગૌ કેરૂં પુજન વ્રત આજે બેની હ્યો લહાવો

અવસર ના...મલે આવો (૨)
સરસ આભુષણુ શીયળ તણું ધરી સ્વાંગ ઊર દીપાવો
આર્ય મહીલા કેરી પદવી અનુપમ થઇ દર્શાવો—અવસર
ધ્રુવ જેવા સંતાનની માતા બની કુળ ઊજાવો
અતી ઊત્તમ ગૃહણી થઇ જગમાં સ્વર્ગ સમાન સુહાવો—અવસર.
આદ્ય શક્તી ગૌ કેરી સેવા કરી કૃતાર્થ થાઓ
યશ કીર્તિ સુગંધ થકી સૌ ભારત વર્ષ ગજાવો —અવસર.

* * * * * *

શિયળ સાડી ઊર ધરો કર્મ પતિ સેવા,
કરો ટીલડી ટેકની ચાહો સુખ લેવા.




**સાહેલીઓ તથા મીરાં—ગાયન ૭ મું.**

લટકાળી (૨) લલના વિરહ વેદના જાણી પળમાં તારી
મેલો કેડો તમથી હારી
કહે કોણે ભરમાવી લટકાળી.
નયન તારાં નાચે રસીલી, મુખ મલકે મનોહારી
એજ ઉદાસી પિયુની પ્યાસી, ચતુરા કામણગારી લટકાળી.
આળ ચડાવે મુજપર મોટું, છેક હવે કંટાળી
કમળ પાંખડી ભોગી ભ્રમરથી, કરવા શોધી યારી લટકાળી.

**નીર્મળા—** ગાયન ૮ મું.

તું પરણીશ તેની સાથેરે, હું આપીશ મારે હાથેરે મીરાં મારી.
અહરનીશ નામ હમેતો લઇએ, ભાવી જનથી સુખીઆ થઇએ
પ્રેમાને વાતો કહીએરે. મીરાં મારી.
પ્રેમ પંથ પાવકની જવાળા, શી રીતે સાચવશો બાળા
તે કપટી કામણગાળારે. મીરાં મારી.
પ્રીત કરીને પાસે રહેજે, સુખ દુઃખની વાતો કહેજો
હરીનું નામ લેજોરે, મીરાં મારી.
તારા પિતા ના નહિ કહેશે, હાથે કરીને તુજને દેશે
એ સમજી મનમાં રહેશેરે, મીરાં મારી.

**મીરાં—** ગાયન ૯ મું.

મારા હૈયા કેરા હાર, મારી સાંભળ માડી.
મારા પ્રાણ તણા આધાર, મારી સાંભળ માડી;
આ છેલ્લા છેલ્લીજ વાર, સુણતાં ના થઇશ ગાંડી; મારા હૈયા.

* * * * * *

રણ સંબંધે આવી મલ્યાં માત તાતને ભ્રાત.
લેવુ દેવુ પુરૂ થયું, કોઇ નહિ આવે સાથ;
માટે કરવો તેનો વિચાર મારી સાંભળ માડી મારા હૈયા.

* * * * * *

**નીર્મળા—**ખબર નહિ આવું થશે ભુલી સઘળી વાત
બાળકને સમજાવું છું. ભોળી તારી માત,
માટે તરવો આ સંસાર, મારી ઘેલી લાડી, મારા હૈયા.

* * * * * *

—ભોળાના ભગવાન છે, સાચા શ્યામ શરીર
સાચી પ્રીતથી સેવજો, સહાય થશે જદુવીર.
માટે સૌનો એ આધાર, મારી સાંભળ માડી. મારા હૈયા.

*   *   *   *   *   *

અબળાની આ દેહ છે, નહિ રહે મુજને ધીર.
એટલું હવે હું માગુ છુ, સંભાળજો બળવીર:
પછી કોઇના સા છે ભાર, મારી સાંભળ માડી. મારા હૈયા.

રાણો— ગાયન ૧૦ મું.

તારા મનમાં જરા તું વિચાર,
મારાં માજીનો તોડયો તે ભાર
નીશ્ચે તારો આવ્યો કાળ, હૈયામાં પ્રગટાવી જ્વાળ
કરૂ ઠાર: આણીવાર, પાપી નાર:
આ તલવારના જોઈ લે તું બહાર. તારા.

## અંક ૨ જો.

— ગાયન ૧૧ મું.

મુરખ મન મહારારે...તુ...ભજીલે હરી
અંતરના મેલી ચાળારે...તુ...ભજીલે હરી.
કોણ તુને કયાંથી તારાં, માત પિતાને સુત દારા
સૌ સ્વારથ સગપણવાળારે...તુ...ભજીલે હરી.
પડયા રહેશે મહેલને માળા, મીથ્યાં બાથોડાં ભરનારા
જનમ્યા જગમાં મરનારારે...તુ.. ભજીલે હરી.
નામકી મહીમાં અપરંપારા, તર્યા ધરી ધ્રુવ કરમાં માળા
વિણ ભજનેથી ભવહાર્યારે...તુ...ભજીલે હરી.

**કુંભો રાણો—** **ગાયન ૧૨ મું.**

રે મનહર નારી, કેમ હઠ મુકો નહી.
છબી તારી નજરે જોઈ. જોતામાં અક્કલ ગઇ
મારી નજરે ઉભી રહી. કેમ હઠ.
તેજ તારૂ અપરમપાર, વદન દીસે ઝાક ઝમાળ.
ચીત મારૂ ચોરી લઈ, કેમ હઠ.
મેવાડની રાણી કરૂ, વચન તારૂ ઉર ધરૂ
શીરોમણ સરવે મહી, કેમ હઠ

**મીરાં—** **ગાયન ૧૩ મું.**

પ્રેમ ઘેલી નાર રાણા, સીદ છેડોરે-(૩)
ગીરધરલાલની સાથે. પ્રીતિ સાચા નેડોરે.
અર્પણ મારી દેહ કરી છે, મુંદ્રા કેડોરે: પ્રેમ.
રાણા કુળને રાણી બહુ નવી તેડોરે,
હું જાણે આવી નહોતી, મુદ્રા હેડોરે; પ્રેમ.
આ તો રાણા ખારી ધરતી, સીદ ખેડોરે,
ફાલી ફૂલી હોય વાડી, તેને વેડોરે, પ્રેમ.

**મારાં—** **ગાયન ૧૪ મું**

શું કરૂં રાણાજી મારાં, મનડાં હેરાયલ તો હું શુંરે કરૂ
મનડાં લાગ્યાં છે રાણા, ગીરધરલાલની સાથ.
અમર ચુડલો પહેર્યો સાચો, મોહનવરનો હાથ રાણા શુંરે કરૂ.
તે દિવસની ઘેલી ફરૂ, રઢ લાગી છે ત્યાંય.
મારૂ મનડુ ક્યાંય ના ગોઠે એતો શીતળ છાંય. રાણા શુંરે કરૂ.
ખાવું પીવું કાંઇ ના સુઝે, લેવુ એનું નામ.
ગાંડી ઘેલી ઘુમતી હીંડું, નીદ્રાગો હરામ, રાણા શુંરે કરૂ.

મીરાં— ગાયન ૧૫ મું.

હાથે માળા ગોવીંદ ગુણગાવા, થયા અમે વેરાગી, ઘર ત્યાગી
ભલે રાણાજી સીધુ ન આપે, ભલે નંણદલ વાત મારી કાપે,
તોયે રીસ મને કેમ વાપે; થયા અમે.
સારૂ થાજો ઓ નણદી તમારૂં જુદુ ભુવન કરાવ્યું હમારૂ
ટળી ગયું માયાનું લહારૂ થયા અમે.
એક ચીતે હરીનું નામ લેઇએ, ભુખ્યાને સીધું નીત્ય દૈયે
હરીજનને હરીના ગુણ કહીએ. થયા અમે.

મીરાં— ગાયન ૧૬ મું.

આજ રાંણાએ હાર, ગુંથાવીઆ.
તે માહારે મનડે ભાવીયા, આજ.
પ્રીતે પેહેરાવુ ફુલડાની માળારે,
રખે ભેદ ન જાણો ગોવાળારે આજ.
ભાવીની ભાવના કીજીએ;
ભક્તિ ભાવ હવે એને દીજીએ, આજ.
દ્રોપ રોપ કપટ બુદ્ધિ કાપજો,
રૂદે દયા દીનતા વ્યાપજો આજ.
મારી એટલી અરજ માનીએ.
જન જાંણીને ચરણે તાંણીએ આજ.

મીરાં— ગાયન ૧૭ મું.

મારા મોહનવરને કાજ, પ્યાલો લેઇ રહીછું.
તમે પ્રીતે આરોગો માહારાજ વાટડી જોઇ રહીછું
રાંણે પ્યાલો મોકલ્યો દેજો મીરાંને હાથ

તમને છેતરી પી જવું, પેટુડી થઉ નાથ
એ દાસીની નહિ રીત, મુખડે મોહી રહીછું. મારા.
લોહ ચુંબકની પ્રીત છે, તેવી માહારી પ્રીત
જળવિન માછલી ન રહે, તે જાણો ખચીત,
તમ સાથે મારે પ્રીત, ચિતડુ પ્રોવી રહીછું. મારા
તમે પીઓ માહારા હાથશું, તો હું ટાઢી થઉ,
બધુ દુધ પીશો નહી ભુખ્યા સીદને રહું.
મને વાપ્યો આનંદ અપાર, દુખડાં ખોઇ રહીછું; મારા.

**મીરાં—** **ગાયન ૧૮ મું.**

પ્રેમ ઘેલી ગુમું, મોહનવર ઉમંગે
પ્રીતે રસ પીધો, સામળીયાની સંગે
ઘેલીરે જાણી વાલીરે, મુજને કીધી
હવે દાસી જાણી લીધી, મોહનવર ઉમંગે.
દુધ પીતાં ભુખીરે મુજને જાણી.
મારા હાથે લીધું તાંણી; મોહનવર ઉમંગે.
વાહાલારે મારા વીલા નહી મુકુ તમને,
સાથે રાખો હમને, મોહનવર ઉમંગે.

**મલુકો—** **ગાયન ૧૯ મુ.**

રોજ રોજ જોઇએ બાપા, લાડુ ખાવાને
અમારે જોઇએ બાપા, લાડુ ખાવાને

**ઝવરસા—**ખા માનું પઇણુત

**મલુકો—**હેં હેં હેં..................................રોજ.
લાડુ ખાઇને બાપા રમવા જવાને

પૈશા આપોને બાપા, કચ્યાં લેવાને                                    રોજ.
પડશે તમારી કાય, પૈસા અમારા થાય.
તેના રોજ લાડુ થાય, બંદા બેઠા બેઠા ખાય.
કેમ કેવી મજા

**ઝવેરશા**—લે આપુ સજા.                                    રોજ.

**હરમાનદાસ**—                **ગાયન ૨૦ મુ.**

ખુબસુરત મેં દેખી રંભા, મારી ધ્યાનમાં આવી છે;
મોહ જાળમાં નાંખુ એને, નજર મારી લલચાવી છે,
વાત કરે એ મહારી સાથે, એ જુગ્તી ઉડાવવી છે,
જાળ પસારૂ અહીં આગળ હું, મન હરણી ફસાવવી છે;
માળા ઝાલી બેઠી પોતે નજર એની ચુકાવવી છે,
શું કરવાને વાર કરૂ હું, મોજ મજા ઉડાવવી છે;

**મીરાં**—                **ગાયન ૨૧ મુ.**

તીમીર ગયું રવિ દેખતા થઇ જાણુ જ્ઞાન વહેવારથી
મોહ મમતા સૌ મટે જો હોય મન વશ સારથી
લેહ લાગી નાથની થઇ અલગ સૌ પરિવારથી
ચોટયું હરીસેં ચિત્ત, છો દુનીઆ બધી જખ મારતી
પડું પાએ ના રીસાવો, મોહનજી તમે.
ચીત ચોરીશું બનાવો, રંગીલા અમને.
પ્રીતમજી ના છુપાવો, શું સતાવો પ્રાણને. પડું
પ્રીતડીએ કયાની, બનાવી દીવાની;
મરૂં હું વીયોગે, કાના જાઓ માની;
રસીલાજી આવો (૨) ના ભુલાવો ભાનને. પડું

**સાધુઓ—** **ગાયન ૨૨ મું.**

મીરાંબાઇ કરજો સાધુનો સંગરે, તમને પ્રીતો લાગી છે,
તમે સેવોને ગીરધરલાલરે તેથી ભ્રાંતી ભાગી છે,
મીરાંબાઇના મેહેલમાં, સંત પુરૂષ ભરાય,
સેવા પુજા નીત્ય કરો, તમારાં પ્રાશ્ચિત પ્રલે થાયરે, તમને.
ધન્ય ધન્ય તમારી માતને ધન્ય ધન્ય ભુમી મેવાડ,
ધન્ય ધન્ય હરીજન આંગણે તમે નીત્યે લડાવો લાડરે તમને.
ધન્ય ધન્ય રાણા કુળને, ધન્ય ધન્ય સ્ત્રી અવતાર
ગાય શીખેને સાંભળે, તેને મટે જમડાના મારરે. તમને.

**સાધુ—** **ગાયન ૨૩ મુ.**

વ્યભિચારી પુરૂષ કેમ આવ્યો છે અહી,
**મીરાં**—પગે લાગી કહું એને મારશો નહિ.
**સાધુ** ... ... ... ... ... વ્યભિચારી.
**મીરાં**-હવે એની બુદ્ધિ ફરી, સત સંગ મન ધરી,
પગે લાગે ભાવ ધરી, સાધુ પુરૂષને ચરણે જાય,
**સાધુ** ... ... ... ... ... વ્યભિચારી,
**મીરાં** ... ... ... ... ... પગે લાગી.
**સાધુ**—કાઢો એને ભેખ બહાર, સાધુને કર્યા લાચાર,
મારો એને આણે ઠાર, છોડુ નહી તારા આચરણ જોઇ વ્યભીચાર

**નુસરૂલ્લાખાન—** **ગાયન ૨૪ મુ.**

સાંમળી સુરતે, મેરી સુરતા હેરી, મુજને દિવાની કર ડાલી. સાંમળી.
પ્રેમ તીર ફેંક્યો મુજ ઉપર, લાગી ચોટ મુજને ભારી. સાંમળી.
ઘાયલ હોકર ફીરને લાગી; શુધ બુધ સઘળી વીસારી. સાંમળી.
વઇદ રૂપ ધરી આયે પાસે; મીરાં કે સ્વામી ગીરધારી. સાંમળી.

નુસરૂલ્લાખાન— ગાયન ૨૫ મુ.

સાધુ વેશ જો ધરી દુનીયાંમાં ઓળખે નહી કોઇ ફરી
વસ્ત્ર પહેરો ગેરૂ જખોળી; સીધુ રાખવા ખાંધે ઝોરી.
અદલ વેરાગી વેશ ધરો તો. સાધુમાં જાવ ભરી દુનીયામાં
એવી રીતે મેવાડ જઇયે. સાધુ ટોળાના ભેગા રહીયે,
ગરૂ ચેલાનું રૂપ ધરીને, જલદી જવું નીસરી દુનીયામાં
આ વાત રખે કોઇ જાણે, ધરો વેરાગીનો વેશ આ ટાંણે
આમોથી જો વાત ફુટે તો, નીશ્ચે જઇ શું મરી દુનીયામાં

મીરાં— ગાયન ૨૬ મુ.

ખેલુરે સામરીયાને સંગ, મેતો હોળી ખેલી ના જાંણુ ખેલુરે.
પ્રેમ પીચકારી, મોહનવર નાંખુ
ઉલટ વાધ્યો છે અંગ મેતો હોળી
સાસુ લડે છે મોરી નણુદી લડે છે
રાણામાં નહી ઢંગ મેતો હોળી
તમ વીના મને કોણ રમાડે
સાસરીયાનો નહી સંગ મેતો હોળી
મારી ભાવના પુરી કરજો.
મનમાં ઘણો ઉમંગ મેતો હોળી

મીરાં— ગાયન ૨૭ મુ.

હું તો આજી ખેલુ શામળીયાના સંગમાં
રમવા આવોને મારા પ્રાણ સ્નેહી.
હાંરે રડ લાગી તમારા રંગમાં હું તો.
હારૂતો તમ તણી જીતે કરૂ ઘણી.

હાંરે મને સાથે રાંખોને ઉમંગમાં હું તો.
સ્વારથીઆની વાતો ના કરશો,
હાંરે છળ ભેદ નથી મારા મનમાં હું તો.

**મીરાં—** **ગાયન ૨૮ મુ**

પ્રેમથી જુઓ નજર હેમથી જુઓ રે (૨)
જ્ઞાનીને હદે વસે ભક્તનકે બસે સીશ,
કુડ કપટ છોડીને ત્યાગો તમે રીશ. પ્રેમથી જુવો.
પ્રેમીને પાસે વશે નીત નીત રહે હજુર.
અલેલ સાકુટ દેખે નહી. દુરીજનીયાંથી દુર પ્રેમથી જુવો.

**ગાયન ૨૯ મુ.**

**કુંભોરાણો—**કેવી રીતે નાર ચાલે તુરકને ઘરમાં ઘાલે.
સારી રોને મોજ માંણે. રંડા તનેરે ધીકાર,
મારૂ ડાર આણીવાર.
છોડુ નહી, હવે અહી, નીશ્ચે તારો આણ્યુ કાળ,
કર્યા ન વીચાર, લીધો તે હાર, મારૂ ડાર આણીવાર.
મારો કટ્ટો દુશ્મન, શી રીતે તુ લાવી નારી.
તને ધીકાર, તારી જાતને ધીકાર, માર કુળમાં ઉઠી તું અંગાર.

**ગાયન ૩૦ મુ.**

**મીરાં—**ઝાલુ દવારકાંની વાટરે હે શામળા તમ સારૂરે તમ સારૂ.
મહીયરીનો પરીવાર તજીને વાલા. (૨)
પરહરીયાં માને તાતરે હે શામળા તમ સારૂ.
સાસરીયાનો મારે સંગ નહીરે વાલા (૨).
એક તમારે માટેરે હે શામળા તમ સારૂ.

રંક દાસીના સામુરે જો જો વાલા (૨)
ટળી જાય ભેને ઉચાટરે હે શામળા તમ સા૨.

## ગાયન ૩૧ મુ.

**જીવી ગોસાઇ**

પ્રેમ ભક્તી જાણી તમારી, નીશ્ચે થયું મન મારૂંરે.
આજ લગણ હુ ભુલો ભમીયો, મનમાં કાંઇના વીચાર્યુંરે પ્રેમ.
ધન તમારા પ્રેમને બાઇ, ધન તમારી રીતીરે.
લુખી ભક્તી મે કરી છે નથી પ્રેમમાં પ્રીતીરે પ્રેમ.
આજ અમારાં હૃદય ખોલ્યાં. મલ્યાં મીરાં બાઇ નારીરે.
પ્રેમ પ્યાલો પાયો આજે, રંકજનને ધારીરે. પ્રેમ.

## ગાયન ૩૨ મું.

કાબા—

આ ચોરના ધંધા બળ્યા, હવે તો આ ચોરના ધંધા બળ્યા.
ચોરી ચોરીને બધો મનખોરે ગયો,
ઘણા પૈસા રળ્યા (૨) હવે તો આ.
પૈસો નથી એકુ મારીરે પાસે
કુડાં કરમ બહુ કર્યાં (૨) હવે તો આ.
મુકી દેોને મા બાપરે અમને
જાણે ભવના દુઃખડાં હર્યાં હવે તો આ.

## ગાયન ૩૩ મું.

**મીરાં...ગીરધરલાલ**

હવે એતો રાજા થયા રણછોડ, જોને સખી શાને બોલાવે;
મારા મનહર ચીતડાંના ચોર, જોને સખી શાને બોલાવે.
રાજનું અભીમાન થયું, સેના બોલો રણછોડ;

મીરાં રાણી મેવાડની, નોતું આવડું જોર.
એવી રાજવળાની રીત, ગરીબને કોણ બોલાવે   હવે એતો.
રાજા રંક ને કેમ બને, નહીં રાખે એ પ્રીત.
વાટ ઘાટની ના રહી, શી કરવી મારે રીત:
મેવાડથી આવ્યો અસ્વાર, વાલા અમને બોલાવે   હવે એતો.
વેગળે રહી વાતો કરો, નહીં તમારી રીત;
ઊભી રહે હું આવું છું, સાચી મારે પ્રીત.
ચટકો લાગ્યો મહારાજ, હવે કેમ બોલાવે;
હવે પુરણ થયાં મારાં કાજ, તેથી મને બોલાવે.   હવે એતો.

## ગાયન ૩૪ મું.

ધન ભાગ્યે મીરાંને મોહન મળ્યા
તેજ ભેળાં ભળ્યાં, જે-જે-જે-જે-જે   ધન.

અવીચળ નામ દુનીયામાં રહ્યાં છે
સાચુ ધન મીરાં રળ્યાં જે-જે-જે-જે-જે   ધન.

સાચી રીતી સાચી પ્રીતી
પ્રેમ જાણીને અઢળક ઢળ્યાં જે-જે-જે-જે-જે   ધન.

મીરાં બાઈ ના ગુણલા ગાશે
ત્રીવીધી તાપ તેના ટળ્યા. જે-જે-જે-જે-જે   ધન.

પ્રેમથી ગાયે હમામની મંડળી
રાય રણછોડજી અહીં ડળ્યાં જે-જે-જે-જે-જે   ધન.

આનંદ ।   આનંદ ॥   આનંદ ॥।